# શ્રી ભીડભંજન વર્ણન.

વસંત તિલકા.

શ્રી ભીડભજન ! મહેશ્વર ! દીનબંધો !
હું ભાટકું ભવવિષે થઈ સાત અંધો;
તેને સહાય દઈને શિવજી ઉગારો,
જોવા જતાં તમ વિના નહિ અન્ય આરો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મુળશંકર મંગળજી ત્રવાડી.**



## અમદાવાદ.

ઘીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

---

સંવત ૧૯૪૫.

**કિમ્મત એક આનો.**

આ પુસ્તક પણ દુર્લભદાસ વિ. સ્યામજી ભુવને જામનગર લખવાથી મળી શકશે.

# શ્રીભા[illegible]ંન વર્ણન.

## માલિની.

ત્રિભવ ભવ તણો, સૌ તુચ્છ છે કષ્ટ કારી;
અભિ નવ શિવ ભક્તિ, શક્ત લેવા ઉગારી;
અહરનિશ નિશામાં, કેમ ઘેરાઈ સૂતો ?
દશ દિશ દુઃખ દીસે, જાગને મિત્ર! તું તો. ૧

## દોહરા.*

ઇંદ્રાદિક સુર સર્વ જે, સ્વર્ગ વિષે વસનાર;
તે પણ ચાહે ચોંપથી, જેને મન મોઝાર. ૧
અખિલ ધરા તલ પર ખરી, ઉત્તમતા ધરનાર;
આર્ય જનોના કાર્યથી, શોભે અપરંપાર. ૨
ધર્મ પાળવા જ્યાં ધર્યા, હરિએ બહુ અવતાર;
નીતિ અને લક્ષ્મી તણો, જ્યાં એકત્ર પ્રચાર. ૩
જલનિધિ જેની ત્રણ તરફ, રક્ષણનો કરનાર;
ઉત્તરમાં હિમગિરિ તણો, અભય કોટ સુખકાર. ૪

---

* ચાલતા જમાનામાં થતાં નામનાં નાટકોમાં ગવાતાં ગાયનોથી ગાંડા બનેલા ગુર્જરોને પણ ગમે એવિ કવિતાઓ આ ચોપડીમાં નાખી તેઓની ચંચળ મનોવૃત્તિને ઇશ સ્મરણ તરફ ખેંચવા આ ચોપડી લખવા વખત પ્રયત્ન કરેલો છે.

**દોહરા**—"રાજા હું મેં કોમકા, ઇંદર મેરા નામ" એ ઢબમાં પણ ચાલશે.

હરિહરની આરાધના, જ [illegible] ઠામ તમામ;
ચાર તરફ તેનાં રહ્યાં, ચારે મનહર ધામ. ૫
જ્યાં ન્યાયી ધાર્મિષ્ટને, પરાક્રમી ભૂપાળ;
નામ અમર રાખી ગયા, રાજ્ય કરી બહુ કાળ. ૬
ધર્મ પ્રધાન ગણી ગયા, જ્યાંના ક્ષત્રી વીર;
ધર્મ તણું રક્ષણ થતાં, આવી દે નીજ શિર. ૭
જ્યાં વાલ્મીકિ મુનિ થયા, અને મુનિ વ્યાસ;
ધર્મ તત્વ કેરો કર્યો, જેણે પૂર્ણ પ્રકાશ. ૮
પતિવ્રતા સીતા અને, તારા આદિક નાર;
જેની કીર્ત્તિ તણો કરે, સકળ ઠામ વિસ્તાર. ૯
તે રૂડો રમણીય જે, ભરતખંડ પ્રખ્યાત;
તેની અંદર શોભતી, આ મનહર ગુજરાત. ૧૦
તેમાં પણ સૌરાષ્ટ્રની, કીર્તી વિશેષ જણાય;
ઠામ ઠામ હરિહર તણા, ગુણનાં ગાન ગવાય. ૧૧
છે સૌરાષ્ટ્ર વિષે વડો, સુખદ પ્રાંત હાલાર;
તેમાં જામનગર તણી, શોભા મન હરનાર. ૧૨
વિદ્યા હુન્નરમાં સદા, અતિ ઉત્સાહ જણાય;
જ્યાંની રૈયત ધર્મનાં કાર્ય વિષે વખણાય. ૧૩
રક્ષણ જેનું બહુ કરે, ભૂપતિ ભોળો જામ;
તેમાં ભોળાનાથનું, મનહર મોટું ધામ. ૧૪

---

## ચોપાયા.*

નગર થકી વાયવ્ય ખુણાપર, શિવજી બહાર બિરાજે;

---

* ચોપાયા છંદ મરાઠી ચાલની સાખીમાં પણ ચાલે છે.

ભીડ તણું ભંજન કરનારા; નિજ ભક્તોને કાજે;
બીલીપત્ર ચડે છે અગણિત, જેને પ્રાતઃકાળે;
ઘંટાનો જય નાદ હમેશાં, દુખને પાછાં વાળે. ૧
જય શિવ જય શિવ એવા શબ્દો, સુણતા કાપે પાપો.
નિર્મળ જળ હરપર ધરવાથી, મટે ત્રિવિધ ભવ તાપો;
ઘૃત દીપો ઉરનું અંધારૂં, હણતાં પૂર્ણ પ્રકાશે;
ધુપ સુગંધે મલિન વાસના, મારગ મેલી નાસે. ૨

### પદ.*

ભીડ તણા હરનાર વંદન કરૂં, ભક્ત ભાળ કરનાર. ટેક.
કૈલાસ વાસી નિત્ય કૃપાળુ, મોક્ષ તણા દાતાર. વંદન૦ ૧
જામનગરનું રક્ષણ કરવા, આવી બિરાજ્યા બ્હાર. વંદન૦ ૨
સેવક જનપર સ્નેહ ઘણેરો, અંતરમાં ધરનાર. વંદન૦ ૩
ભવભ્રમણાનો નાશ કરો છો, ભૂત સંગ ફરનાર. વંદન૦ ૪

---

### સિંહાનો કન્હરો.

નોબત નાદ પડ્યો મુજ શ્રવણે, શિવ મંદિરની અંદર સાંજે. ટેક.
થોક ભરાણા લોક તણા ત્યાં, શોક તજીને દર્શન કાજે. શિવ૦ ૧
આરતિ કેરા ઉત્તમ શબ્દે, સર્વ જનોનું સંકટ ભાંજે. શિવ૦ ૨
સહુ પાપ કેરો ક્ષય કરવાને, વિશ્વપિતા અહિં નિત્ય બિરાજે. શિવ૦ ૩
નિજ તન મનની શુદ્ધિ કરવા, ત્યાં જાવામાં લંપટ લાજે. શિવ૦ ૪

---

* "વ્રજ મોહે બિસરત નાહિં રૂક્ષમણી વ્રજ મોહે બિસરત નાહિં" એ રાગ.

## મેવાડો.

વંદું વિશ્વના આધાર, હો ભવ ભીડના હરનાર. ટેક.
આ જગમાં જોવા જતાં તો, દુખ દીસે જામેલ;
સુખ ક્ષણનું દેખું કદી તે, અંતે દુખથી મળેલ. હો ભવ૦ ૧
ખટપટ સઘળે થઇ રહી છે, ચિંતા સાથે કલેશ;
તો પણ સ્વાર્થની ગાંઠથી સૌ, બંધાણાં છે હમેશ. હો ભવ૦ ૨
અંત સમયમાં શું થશેને, આ સઘળુ છે કેમ;
એમ વિચારી જોઉં છું ત્યાં. દેખું નહિ કંઈ ક્ષેમ. હો ભવ૦ ૩
દિલ દુખિયું સઘળે ભમે પણ, ક્યાંય સુખી નવ થાય;
પણ તમ ચરણે જો રહે તો, દુઃખ તેનાં સહુ જાય, હો ભવ૦ ૪

---

## આશાગોડી.

સ્થિરતા ઉરમાં સ્થાપો, સદાશિવ, અભય અમોને આપો. ટેક.
આ ચંચળ મન સર્વસ્થળોમાં, દોડી કરે છે પાપો. સદાશિવ. ૧
ઇંદ્રિય સઘળી હદ ઓળંગી, ઉપજાવે ત્રણ તાપો. સદાશિવ. ૨
ગૃહ વ્યવહારે ઘેરો ઘાલ્યો, આમ અમાપ બળાપો. સદાશિવ. ૩
વિહળ જાણી કરૂણા આણી, સંકટ સઘળાં કાપો. સદાશિવ. ૪

---

## દેશની ખમાચ *

જય વિશ્વઇશ, ધરૂં ચરણ શીશ, અહિં અહર નિશ,
ભવમાં ભટકું, છું જ્ઞાન અંધ, નવ માર્ગ મળે. જય૦ ૧
પગ મૂકું જેમ, વીંધાઉં તેમ, ગણી દુઃખ ટેમ.
ઉરમાં અટકું, વદું કર્મ રેખ, કદી કેમ ટળે. જય૦ ૨

---

* " ચતુરનાર, કર કર સિંગાર" એ ઢાળ.

છે આસપાસ, બહુ કષ્ટત્રાસ, થઈ જાઉં હાસ,
હલતાં ચલતાં, કરૂં કેમ, ક્ષેમ નજરે ન પડે જય૦ ૩
આ વખત થાય, જો શિવ સહાય, તો તો બચાય.
નહિ તો બળતાં, મરતાં મુજને, નહિ એય જડે. જય૦ ૪

---

કલ્યાણ.*

સ્વાર્થની સગી, દુનિયા દિસે ઠગી;
કપટ આદિ કૃત્ય નવ તજે મુવા લગી. ટેક.
ભવના ભયથી ભડકેલો હું, ભ્રમમાં ભટકું હાલ;
ભાગ્ય ભયાનક ભાસે મારાં, જેથી છું બેહાલ. સ્વાર્થ. ૧
આ મારૂં આ તારૂં એવો, અંતર રાખી ભેદ;
ખૂબ ખરાબીના ખાડામાં, પડતાં પામું ખેદ. સ્વાર્થ. ૨
વિશ્વ તણા વ્યવહાર વસાવા, વેગે વિહ્વળ થાય;
ત્યારે સઘળો ખેદ વિસારી, મનડું જ્યાં ત્યાં જાય. સ્વાર્થ. ૩
મૂરખતાનો પાર નથીને, લજ્જાનો નહિ લેશ;
એવું છે મારૂં મન તેને, સુધારજો ગિરિજેશ. સ્વાર્થ. ૪

---

હિંડી.

વિશ્વનાથ ! હાથ જોડીને નમુંછું,
જગત જાળમાં ફસાઇ દિલ દમુંછું;
મલિન હું મહાન કષ્ટને ગમુંછું,
સુખ વિના હમેશ ક્લેશમાં ભમુંછું. ૧

---

* "પ્યારા મારા અહો એ મુને નહીં કહો" એ ઢાળ.

બહુ કરાળ ક્રાળ કાળની પડેછે,
ઉદય કાળમાં અવશ્ય તે નડેછે;
મન તણા વિચાર મન વિષે રહેછે;
અફસુસ કાર્ય સૌ ખરાબ થઇ ખડેછે. ૨
અરર ! આ પ્રપંચ આમ કષ્ટકારી,
જખમ હૃદયમાં કરે વિશેપકારી,
સુખ થવા તણી દિસે ન અન્ય બારી;
રહી આશ એક ઉર વિષે તમારી. ૩
શરણુ જાણી ચરણુ પાસ નિત્ય રાખો,
પુત્રને। પિતાપરે ખરો અલાખો;
મુજ પરે દયા ભરેલ દૃષ્ટિ નાખો,
બિંદુ રૂપ માનું તો ભવાબ્ધિ આખો. ૪

---

## લાવણી.*

રતિ પતિ રિપુ, પાર્વતી પતિરે;
શક્તિમાન, જઇ શ્મશાન, એકતાન,
શુદ્ધ ધ્યાન, સદૈદા ધરોરે. રતિપતિ૦ ૧
ભક્ત પર અતિ, દિલ ધરી રતિ રે;
બાળનાર, પાળનાર, થઇ ઉદાર,
રાખી પ્યાર, વિપતને હરો રે. રતિપતિ૦ ૨

## લાવણી.†

અરે ઓ ચિત્ત ! શુણુ પ્રીતે, કહું શિક્ષા ભલી રીતે;

---

* "ચેન ના પડે; દર્શ પિયુ વિના રે" એ ઢાળ. † "સર્જન તેરે બાગમેં જાતી" એ અથવા "અહા પૂરી ખીલી ચંદા" એ ઢાળ.

જગતની જાળ છે બુરી, ફસાવાને પડે પૂરી. ૧
ફસાશે જો જરા તેમાં, પછી તો છૂટકો ચેમાં;
બધી છે કૂડની બાજી, ગણાવું ખેલતાં પાજી. ૨
રહેવું છે જગત જળમાં, ફસાવું ન જાળના છળમાં;
બને આ બેય શી રીતે, વડેરી ભીડ અહિં વીતે. ૩
થવાને ભીડનો ભંગ, જમાવા મોક્ષનો રંગ;
તજીને અન્ય સાધનને, ભજીશે ભીડ ભંજનને. ૪

### લાવણી.*

સુજ્ઞજન વાત હિસે ધારો, (૨)
ક્લેશ વડો સંસાર વિષે છે ઘાટ નથી સારો. ૧
ઇશનું સ્મરણુ નથી થાતું. (૨)
પરનિંદાનું પાપ ચિત્તથી લેશ નથી જાતું. ૨
પારકા દોષ નિરખવાને. (૨)
શૂર થકી ભરપૂર અને ઉત્સાહ તજે શાને. ૩
દોષ જે પોતાના મોટા (૨)
તે નહિ જોતાં પ્રગટ કરેછે આતમ ગુણો ખોટા. ૪
શક્તની ભક્તિ કરે દોડી. (૨)
દીન જનોને અહંકારથી નાખે તરછોડી. ૫
મોહમાં આમ ડુબી જાતાં, (૨)
હાય વોય અતિશે કરતાં હેરાન ઘણા થાતા. ૬
અંતમાં થાશે પસ્તાવો (૨)
આતમ તણું હિત કરવા, તારે સમય નથી આવો. ૭
એમ સમજી મનમાં ભાઈ, (૨)
ભજો ભીડ ભંજનને એવું અન્ય નથી કાંઇ. ૮

---

* "જોડલું ના જોયું માડી (૨)" એ ઢાળ.

## શિખરિણી.

પિતા માતા સર્વે જગત જયદાતા પિતા શિવ ! તમે,
નથી સાચું બીજું ક્ષણિક ભ્રમણાઓ દિસે હમે;
કરૂં જ્યાં દૃષ્ટિ ત્યાં અતિશય પડે દોષ નજરે,
મહા શંભો ! મારૂં મન બહુજ દોડે તમ પરે. ૧
બધી બાલ્યાવસ્થા રમત રમતાં નિષ્ફળ ગઈ,
યુવા વસ્થા પૂરી વિષય સુખમાં વિહ્વળ થઈ;
વળી વૃદ્ધાવસ્થા પ્રતિ દિવસ તૃષ્ણા બહુ ધરે,
મહા શંભો મારૂં મન બહુજ દોડે તમ પરે. ૨
ફસાવા લોકોને કપટપટ આચ્છાદિત થયો,
વસાવા દુષ્કૃત્યો ખટપટ તણી અંદર ગયો;
હસાવા દુષ્ટોને સકળ જગમાં ખૂબ પ્રસરે,
મહાશંભો ! મારૂં મન બહુજ દોડે તમ પરે. ૩
પહોંચ્યા કૈલાસે શિવ ! શિવ ! હતા જે સમવયી,
બધી બાજુઓથી અતિશય દશા દુઃસહ થઈ.
હવે લાગે ખારૂં સકળ સુખ સાંસારિક ઉરે,
મહાશંભો મારૂં મન બહુજ દોડે તમ પરે. ૪

---

## શાલિની.

વંદે જેને વિશ્વસ્રષ્ટા વિધાતા, વિષ્ણુ જેના ધ્યાનમાં લીન થાતા;
દેવો દૈત્યો દાસ જેના હમેશ, શાંતિ આપો સર્વદા તે મહેશ.

**સમાપ્ત.**